ॐ तत्सत्

# માયા મોહિની.

## નો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

વિદ્યાવિનોદ નાટક સમાજ માટે

રચનાર.

ઠક્કુર નારાયણ વિસનજી.

"Fling away ambition,
By that sin fell the angels"

*Shakespeare*

પ્રકાશક

પ્યારેલાલ વિઠ્ઠલરાય મહેતા,

"વિદ્યાવિનોદ નાટક સમાજ" ના માલેક.

ઠે:—સાંગવાડી, પ્રીન્સેસ થીએટર, કાલબાદેવી, મુંબઈ

આવૃત્તિ ૫ મી પ્રત ૩૦૦૦

૧૯૭૨ ઇ. સ. ૧૯૧૬.

મૂલ્ય બે આના

મુંબઇ, કોટ, બજારગેટ નં. ૩૦૫ માં આવેલા
'સુબોધિની પ્રિન્ટીંગ પ્રેસમાં'
વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને છાપી.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નાટકનું વસ્તુ મધ્ય વીરપ્રસવિની મેવાડભૂમિના ઈતિહાસ ટોડકૃત 'રાજસ્થાન' માંથી લેવામાં આવ્યું છે. મેવાડના ઇતિહાસમાં પોતાના પુત્રના પ્રાણનું બલિદાન આપી બાળરાજા ઉદયસિંહના પ્રાણને રક્ષનારી વફાદાર રાજદાસી પન્નાની નિઃસીમ રાજભક્તિની કથા અત્યંત પ્રસિદ્ધ છે અને તેથી શાળામાં ચાલતી ગુજરાતી ચોથી ચોપડીમાં એ વિશેનો ખાસ એક પાઠ પણ આપવામાં આવ્યો છે. છતાં એટલું જણાવવાની અહીં અગત્ય છે કે ઉક્ત ઐતિહાસિક ઘટનાને આધારેજ આ નાટક લખાયલું હોવા છતાં સર્વથા ઐતિહાસીક દૃષ્ટિથી લખવામાં આવ્યું નથી, કિન્તુ એ ઐતિહાસિક ઘટના સાથે વિશેષાંશે કલ્પનાસૃષ્ટિનું મિશ્રણ કરેલું હોવાથી સત્ય ઘટના મિશ્રિત એક કલ્પિત નાટક કહેવામાં કોઇપણ પ્રકારનો બાધ આવે તેમ નથી. રત્નસિંહને ગર્ગપુરીના રાજાને વર્ત્તમાનકાળનો એક સ્વતંત્ર રાજા કલ્પવામાં આવ્યો છે અને તેનું કારણ એ, કે પ્રહસન (કોમિક) વિભાગમાં વર્તમાન સમયની જે સંપુર્ણ છટા દેખાય છે, તેમાં અને મુખ્ય નાટ્ય વસ્તુમાં પ્રેક્ષકોને સમયના વિરોધનો ભાસ ન થાય.

પ્રસ્તુત નાટકસમાજનો આ નવીન અને પ્રથમ પ્રયત્ન હોવાથી જો કોઇપણ પ્રકારની ન્યૂનતા દૃષ્ટિગોચર થાય, તો તેને ક્ષમાદૃષ્ટિથી નિહાળી પ્રેક્ષકો પોતાની ઉદાર વૃત્તિનો પરિચય કરાવશે. જે પરમાત્માએ આજે આ નાટકને પ્રેક્ષકો સમક્ષ રંગભૂમિપર મૂકવાનો યોગ સિદ્ધ કરી આપ્યો છે, તે જગત્ કલ્યાણકર્તા ઇશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માનીને અને પ્રયત્નમાં વિજયની આશા રાખીને મારી પ્રસ્તાવનાને હું અહીંજ સમાપ્ત કરૂં છું.

તા. ૩૧ મી માર્ચ ૧૯૧૩
સોમવાર
રાજનગર (અમદાવાદ)

પ્યારેલાલ વિઠ્ઠલરાય મહેતા,
'શ્રી વિદ્યાવિનોદ નાટકસમાજ'ના માલેક

# માયા મોહિની

## નાટકનો સંક્ષિપ્ત સાર.



નાન્દી

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—રાજા રત્નસિંહનું વિલાસભુવન—ગર્ગપુરીનો વિલાસી અને અત્યાચારી રાજા રત્નસિંહ પોતાની વિલાસીની નામની વારાંગના તથા અન્ય કંચનીઓ સાથે મદિરાપાન અને વિનોદ વિલાસ કરતો બેઠો છે. વફાદાર દાસી પન્નાનું યુવરાજ ઉદયસિંહને સાથે લઇ રાણીનો સંદેશો પહોંચાડવા આવવું અને તેમનું અપમાન વિલાસીનીના ગુપ્તચરોનું કુમારિકા હર્ષદેવી અને તેને બચાવનાર તેના પિતા તથા એક ભદ્રકુમારને બંદિવાન્ તરીકે લઇ આવીને હાજર થવું રાજાની લંપટતાનો પૂર્ણપ્રકાશ, હર્ષદેવીને પોતાને તાબે ન કરવા માટે તેના વૃદ્ધ પિતાનું તેણે કરેલું ખુન અને ભદ્રકુમારના વધનો પ્રયત્ન પ્રજાની અનુમતિથી અણીને વખતે ન્યાયમૂર્તિ સેનાપતિ વનવીરનું સૈનિકો સહિત આગમન, રાજા કેદ અને ભદ્રકુમાર તથા હર્ષદેવીનો સંકટમાથી છૂટકો.

**પ્રવેશ ૨ જો**--સેનાપતિ વનવીરનું ગૃહ—રાજાના અત્યાચારોથી ત્રાસ પામતી પ્રજા વીશે વનવીરની ન્યાય પરાયણ પત્ની મલ્લિકાદેવીની અનુકંપા, તેના પુત્ર ચંદ્રકેતુને તેની ઉચ્છંખલતા માટે

કપટો, વનવીરનું ભદ્રકુમાર તથા હર્ષદેવીને લઈને આવવું-હર્ષદેવીને તેના ઘરમાં મળેલો આશ્રય અને ભદ્રકુમારને સેનાપતિએ પોતાના સહાયક તરીકે સ્થાપવો ચંદ્રકેતુની હર્ષદેવીમાં કુદૃષ્ટિ અને પ્રપંચ રચવાનો તેનો નિશ્ચય

**પ્રવેશ ૩ જો**–માલદાર બુઢ્ઢા સામંતનું ઘર–બુઢ્ઢ સામંતનો આજકાલની સુધરેલીસ્ત્રીઓ વિશે બળાપો, એટલામા તેની દીકરીના આશક પુરંદરનું આવવું. મદિરા અને પુરંદર આશક માશુકની કેટલીક વાતચીત અને બુઢ્ઢાનું તે સાંભળી ચીઢઈ જવુ, મારામારી અને જવાન આશક પુરંદરના છ પાય અગિયારા.

**પ્રવેશ ૪ થો**–કારાગૃહ–બંદીવાન રાજા રત્નસિંહનો પોતાની હાલત માટે અફસોસ વનવીરના પુત્ર ચંદ્રકેતુનુ આવી રાજાને જણાવવુ કે 'જો તે તેને તેના પિતાની પદવી અને હર્ષદેવી આપવાનો લિખિત કરાર કરી આપે, તો તે તેને છોડાવવાને અને રાજ્ય પાછુ અપાવવાને તૈયાર છે!' વખતને વિચારી રાજાએ તેવો કરાર કરી આપવો ચંદ્રકેતુનો રાજાને નસાડવાનો યત્ન, એક સૈનિકે આવી તેમને અટકાવવા, ચંદ્રકેતુના હાથે તેનું ખૂન અને છેવટે કારાગૃહના અધિકારી જયપાળે બીજા સૈનિકો સાથે આવી રાજા તથા ચંદ્રકેતુ બન્નેને કેદ કરી લેવા

**પ્રવેશ ૫ મો**–વનવીરના ગૃહનો એક ભાગ–સખીઓનો હર્ષદેવી સાથેનો શૃંગાર વિનેદ, મલ્લિકાએ આવી, તેણે તેને ભદ્રકુમાર સાથે પરણાવવાનો નિશ્ચય કરેલો હોવાથી હર્ષદેવીને ભદ્રકુમારનો સત્કાર કરવાની માર્મિક સૂચના આપવી પછીથી ભદ્રકુમાર આગમન અને પ્રેમી હૃદયોનુ પરસ્પર સધાન.

**પ્રવેશ ૬ ઠ્ઠો—બુઢ્ઢા સામંતનુ ઘર**--બુઢ્ઢો સામંત પુનર્લગ્ન યાને નાતરાની નવી બાયડી કરવાના નિશ્ચયપર આવી ચૂકેલો હોવાથી તે વિશેની પોતાની છપાવેલી જાહેર ખબર વાચતો અને પોતાની દાસી લવગી સાથે તે વિશે રમૂજી વાતચીત કરતો બેઠો છે, એટલામા છ ધણીની ધણિયાણી એક સુધરેલી ઉમ્મીદવાર વિધવા આવી પોતે સામત સાથે નાતરૂ કરવા તૈયાર છે, એમ જણાવે છે બુઢ્ઢો લટુ થાય છે અને વિધવા તેના છઠ્ઠા ધણીના મરણને માત્ર બે દિવસ થએલા હોવાથી છ મહિના પછી નાતરૂ કરવાના કરારથી તેના ઘરમા રહે છે. બુઢ્ઢો પોતાની પુત્રી મદિરાને તેની એ નવી માતાને ઘરમા રહેવા વગેરેની સગવડ કરી આપવાનુ કહી બહાર જાય છે એટલે સુધરેલી વિધવા સુધરેલા પુરૂષના અવતારમાં બદલાઇ જાય છે મદિરા પ્રથમ તો ગભરાય છે, પણ પછીથી તેને પોતાના માચા અશક પુરદર તરીકે ઓળખતા હરખાય છે એવી રીતે જવાન આશક મશૂકની બીજી વાર મુલાકાત થાય છે

**પ્રવેશ ૭ મો**---ન્યાયમદિર -પ્રથમ ભાવિ રાજા ઉદયસિહ અલ્પ વયનો હોવાથી પ્રધાનમડળ તથા પ્રજાની સમ્મતિથી પ્રજાપ્રિય વનવીર સેનાપતિ રાજા વયમાં આવે ત્યાસુધી રાજ્ય ચલવનાર સત્તાધીશ નીમાય છે, અને બાળરાજા ઉદયસિહ સાથે તેના ન્યાયાસને બિરાજ્યા પછી અત્યાચારી રાજાનો ઇન્સાફ થય છે. રાજાને પ્રાણદંડ આપવાની ન્યાયના ગ્રથોમા આજ્ઞા ન હોવાથી દેશનિકાલની—એક ટાપૂમા મરણપર્યંત નજર કેદી તરીકે રાખવાની-શિક્ષા અપાય છે; અને ત્યાર પછી વનવીરના પોતાના પુત્ર ચદ્રકેતુના ન્યાયનો પ્રસગ પ્રાપ્ત થાય છે ધર્માત્મા વનવીર ન્યાયની આજ્ઞાને અનુસરી પોતાના

પુત્રને મરણની સજા ફર્માવે છે, સર્વ લોકો તેને એવી ભયંકર શિક્ષા ન આપવા માટે વનવીરને સમજાવે છે અને જલ્લાદો પણ પોતાની તલ્વારોને તેની ગર્દનપર ચલાવવાની અનિચ્છા દર્શાવે છે; એટલામ કોલાહલ સાંભળી આવી જાગેલી મલ્લિકાદેવી પોતાના પુત્રપર પોતે જ ગોળી ચલાવી પોતાની ન્યાયપરાયણતા તથા પતિની આજ્ઞાનું સપૂર્ણ પાલન કરી બતાવે છે! ટેબ્લો

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો—**નિબિડ અરણ્ય—શિકાર કરી પાછા ફરેલા થાક્યા પકેલા વનવીર, જયપાળ અને ભદ્રકુમાર જગલમા આવી ત્યા વિશ્રાતિ લેવા માટે નિદ્રાવશ થાય છે. વનવીરને સ્વપ્નમાં માયાનુ દર્શન થાય છે અને ત્યારપછી જાગૃત થતા તેનો સ્વભાવ એવો તો બદલાય છે કે તે દેવ મટીને દાનવ થઇ જાય છે હૃદયમા રાજ્યલોભ ચવાથી તે બાળરાજા ઉદયસિંહને મારી નાખવાના વિચારપર આવે છે. તેન કેટલાક ઉદ્‌ગારો જયપાળ તથા ભદ્રકુમારના સાંભળવામાં આવતાં તેઓ તેનાપર ધિક્કાર વર્ષાવી ગમે તે જોખમ વેઠીને પણ બાળરાજાના પ્રાણને બચાવવાનો દૃઢ નિશ્ચય કરી ભ્રષ્ટબુદ્ધિ સેનાપતિ વનવીરની પાછળ તેની છાયા પ્રમાણે રવાના થાય છે.

**પ્રવેશ ૨ જો—**બુઢ્ઢા સામતનુ ઘર—મદિરા અને સ્ત્રી-વેશધારી પુરંદર-આશક માશૂકનો કેટલોક પ્રેમવિનોદ એટલામા બુઢ્ઢા સામંતે આવી પોતની થનારી મિસિસ વિધવાને પોતાને ઉભરઇ જતો પ્રેમ દર્શાવવો, તેના કટલાક હાસ્યોત્પાતક વિચારો અને

જલદી નાતરૂં કરી નાખવા માટેનો આગ્રહ અંતે થોડાજ વખતમાં નવી સુધરેલી ફેશન પ્રમાણે નાતરૂ કરવાનો પાકો ઠરાવ.

**પ્રવેશ ૩ જો—રાજમહાલય—**બાળરાજા ઉદયસિંહ અને અજયનો નિષ્કપટ પ્રેમ અને પન્નાના વાત્સલ્યનુ દર્શન. બાળકોનો આનંદ-તેમનુ રમવા માટે બીજી તરફ ચાલ્યા જવુ, પાછળથી ભદ્રકુમાર સાથે જયપાળે આવી પોતાની પત્ની પન્નાને માયાના દાસ થએલા વનવીરના વિકાર અને તેણે બાળરાજાના ખૂનના કરેલા નિશ્ચયની ખબર આપી કોઇ પણ ઉપાયે અને કોઇ પણ ભોગે બાળરાજાને બચાવવાનો આગ્રહ કરવો. એક ગરીબ માતાના શિરપર આવેલુ ધર્મસંકટ પણ અંતે જયપાળ અને પન્નાનો પોતાના પુત્રના પ્રાણના ભોગે બાળરાજાને બચાવવાનો દૃઢ નિશ્ચય, જયપાળ અને ભદ્રકુમારનુ બાળરાજાને લઇને જવુ રાજભકત પન્નાએ પોતાના પુત્રને કેરી વસ્તુ આપી બાળરાજાની શય્યામા સૂવાડી પાપી વન-વીરના આવતા તેને બાળરાજા તરીકે ઓળખાવવો, એટલુજ નહિ પણ આ શુભ ભાવનાથી કરેલો પ્રપચ ખુલી ન જાય અને બાળ-રાજા કયાક વળી આપત્તિમા આવી ન પડે એટલા માટે પોતેજ તેની રજા લઇ પોતાના પુત્રના મુખમડળમા એવી રીતે ગોળી ચલાવવી કે તે કદાપિ ઓળખાયજ નહિ! પરમાર્થ અને આત્મ-બલિદાનની પરીસીમા!!

**પ્રવશ ૪ થો—વનવીરના આગારનો એક ભાગ—**મલ્લિકાદેવી તથા હર્ષદેવીનો બાળરાજાના અકરણ વધ વિશે કેટલોક વાર્તાલાપ અન શોક! મલ્લિકાદેવીના જવા પછી ભદ્રકુમારે

આવી પોતાની ભાવિ પત્ની હર્ષદેવીને સત્ય વાર્તા જણાવી પોતા સાથે ચાલવાનો આગ્રહ કરવો પતિનિષ્ઠ હર્ષદેવીનું પોતાના ભાવિ પતિ સાથે આનંદથી પ્રયાણ.

પ્રવેશ ૫ મો—બુઢ્ઢા સામંતના બંગલાનો ફર્નિશ્ડ્ હૉલ- સ્ત્રીવેશધારી પુરંદરના સામંત સાથેના પુનર્લગ્નનો દિવસ. પ્રથમ મદિરા અને પુરંદરની વાતચીત; ત્યારપછી સામંતનું આગમન થતા મદિરાને દૂર કરી બનાવટી વિધવાએ ખોટા પ્રેમને દેખાડવાની કરેલી હદ—બુઢ્ઢા ધણીની વિશેષતાની વ્યાખ્યા! બુઢ્ઢાનુ શૃંગાર સજવા જવુ અને પછીથી કેટલાંક સુધરેલા સ્ત્રી પુરૂષ પરોણાનું આવવું સામંતનો લગ્નનો આધાપલીત્ વેશ, તે વિશે સુધરેલાં પરોણાનો આક્ષેપ અને સામંતના રમુજી પણ સમર્પક જવાબો. છેવટે બૉલ-બધાનુ નાચવુ. મદિરા અને પુરંદરની નાચવામા અતિશય લીનતા થતા કંટાળીને બુઢ્ઢા સામંતને વિધવાના વળ તાણવાથી બનાવટી ચોટલાનું ઉપડી આવવાથી ફુટી ગએલો ભંડો -છેલ્લી ઘડીએ રંગમાં ભંગ અને લગ્ન હવામાં!

પ્રવેશ ૬ ઠો-વનવિભાગ—ભિલ્લરાજાના ગિરિવાસ પાસેના વનવિભાગમા પન્નાના આગમનની વાટ જોતા જયપાળની ચિન્તા. માનવી પ્રપચ વિષે જયપળ અને ભદ્રકુમારના કેટલાક જાણવાયોગ્ય વિચારો પન્નાનુ આવવું અને બાળરાજાના અજય વિશેના ઉદ્ગારોથી તેના મનની ક્ષણિક ચળના! નિસર્ગનો પ્રભાવ. અંતે બાળરાજાની નિર્ભયતા માટે સર્વનુ ભિલ્લરાજાના ગિરિવાસ પ્રતિ પ્રયાણ.

**પ્રવેશ ૭ મો—ભિલ્લરાજાનો ગિરિવાસ**--ભિલોની કેટલીક ગપ્પાગોષ્ટી અને ત્યાર પછી જયપાળનુ બાળરાજા, પન્ના, ભદ્રકુમાર અને હર્ષદેવી સાથે આવી પહોચવુ. ભિલ્લરાજાએ તેમનો કરેલો સત્કાર અને વનવીરના અત્યાચારના સમાચાર સાંભળી અન્તે વનવીરના રાજ્યાભિષેકને અટકાવવાનો તેનો સર્વાનુમતે નિર્ધાર. જયપાળનો કેટલાક ભિલ્લો સાથે ભિલ્લરાજાનો સંદેશો લઈ રાજ્યાભિષેકને અટકાવવા માટે અન્ય સર્વને ત્યાંજ મુકી એકલા જવાનો થએલો નિશ્ચય.

**પ્રવેશ ૮ મો--ભવ્ય સભાસદન**--રાજ્યાભિષેક મહોત્સવ પ્રધાનમંડળના સભ્યો અને પ્રજાની સંમતિથી, બાળરાજાનો વધ થતા રાજ્યનો કોઇ ઉત્તરાધિકારી ન હોવાથી, પ્રજાપ્રિય સેનાપતિને રાજા તરીકે સ્થાપવાની સઘળી તૈયારીઓ થઇ ચુકી છે અને વનવીર મુકુટ ધારી સિંહાસને વિરાજવાની તૈયારીમા છે એટલામાં જયપાળ આવી ભિલ્લ રાજાનો સંદેશો સંભળાવી અને બાળરાજાના ખૂનને બદલે પોતાના પુત્રનુ ખૂન રેડાયાની વાતને જાહેર કરી બતાવી રાજ્યાભિષેકને અટકાવવાની પ્રધાનમંડળ તથા પ્રજાજનોને પ્રાર્થના કરે છે. સર્વ એ વિષયમા અનુમતિ દર્શાવે છે, પણ પાપસર્પના દંશથી ભ્રમિત થએલો વનવીર વિરૂદ્ધતા દર્શાવી રાજા થવાની આતુરતા બતાવે છે જયપાળ અને વનવીરની કેટલીક ગરમાગરમ તકરાર અને વનવીરના ઉછળેલા વિકાર, મલ્લિકા દેવીની ન્યાય પ્રિયતાનો ચમત્કાર, તેણે પોતાના પતિના વિકારોનો કરેલો પ્રતિકાર અને છેવટે બાળરાજા જીવે છે કે કેમ તેની તપાસ માટે કેટલાક સભ્યોને ભિલ્લરાજાના સ્થાનમા મોકલવાનો નિરધાર

——•o:——

## અંક ૩ જો

પ્રવેશ ૧ લો—વનવીરનો ખાનગી ઓરડો—વનવીરના, પોતાનું પાપપ્રકાશમા આવે તે પુર્વે જો બાળરાજા જીવતો હોય તો, તેને ગમે તે ઉપાયે અને જોખમે મારી નાખવાના વિચારો, ધન અને પદવીના લોભી સહાયક સેનાપતિ વિરચીને બોલાવી લાલચમા લપટાવી ગર્ગપુરીના સભ્યો જાય તે પુર્વેજ ભિલ્લ રાજાના નિવાસપર હલ્લો કરી બાળરાજા ઉદયસિંહને પકડવા માટે મોકલવો અને ત્યાર પછી પોતે પણ જવાનો નિશ્ચય કરવો. તેના આ પ્રપચો પાછળ છુપાઇને ઉભેલી સત્યનિષ્ટ મલ્લિકાદેવીના જાણવામાં આવતા પોતાના પતિપર ધિક્કાર વર્ષાવી બાળરાજાને બચાવવાના દઢ નિશ્ચયથી તેનું પણ વિરચી અને પોતાના પાપી પતિ વનવીરની પાછળ પ્રયાણ કરી જવુ.

પ્રવેશ ૨ જો—સામતનુ ઘર—બનાવટી બાયડીના બનાવટી ચોટલા સાથે પ્રેમઘેલા બુઢ્ઢા સામતની મારામારી; એટલામાં લવંગીના મુખથી પોતાની પુત્રી મદિરા પુરદર સાથે પરણી જવા માટે ન્હાસી જવાના સમાચાર સાભળી ઉશ્કેરાઇ ભયકર સોગ દો (?) ખાઇ તેનુ બહાર નીકળી પડવુ.

પ્રવેશ ૩ જો—ભિલ્લ રાજાના નિવાસસ્થાન પાસેની રણભૂમિ—ભિલ્લરાજાને પોતાના જાસુસદ્વારા વિરચીના થનારા હલ્લાની આગળથી જ ખબર મળેલી હોવાથી તે પોતાના ભિલ્લ સૈન્ય સાથે વીરંચીનો શસ્ત્રોથી સત્કાર કરવાને તૈયાર છે, વિરંચીનુ આવવું અને યુદ્ધમાં પરાજય પામી ભિલ્લોના હાથે મરી જવુ વનવીરનુ આગમન, ભિલ્લરાજા સાથે તેનો સગ્રામ અને વિજય. ભિલ્લરાજા કેદ વનવીરના સૈનિકો બાળરાજા, જયપાળ, ભદ્રકુમાર

પન્ના અને હર્ષદેવીને પકડી લાવે છે અને બાળરાજાને મારી નાખ-વાની વનવીર તૈયારી કરે છે એટલામાં અચાનક મલ્લિકાદેવી આવીને તેના એ કુકર્મને અટકાવે છે. પતિ પત્ની વચ્ચે ધર્મ અને અધર્મ વિશે બળવાન સંવાદ; વનવીરની બાળરાજાને મારી નાખવાની હઠ અને તેથી પોતાની પત્નીના હાથે જ તેનો નાશ પછીથી મલ્લિકાનો પણ પતિ પાછળ સ્વહસ્તે દેહ ત્યાગ, પતિઘાતિની સતી! બાળરાજા, જયપાળ, પન્ના, ભદ્રકુમાર અને હર્ષદેવી તથા ભિલ્લરાજા અહિનુ રાજધાનીપ્રતિ પ્રયાણ.

**પ્રવેશ ૪ થો**–પુરોહિતનું ઘર–વર્તમાન દ્રવ્યલોભી;અને નિર-ક્ષર બ્રાહ્મણ ભૂદેવના કેટલાક વિલક્ષણ અને હાસ્યોત્પાદક વિચારવર્તમાન વિપ્રભાવનાનો ચિતાર મદિરા અને પુરદરનુ પરણવા માટે આવવું. નરસૈયા નામના એક ડંઉબાજ બ્રાહ્મણને પહેરાપર રાખી પુરોહિત મદિરા તથા પુરદરને અદર પરણાવવા લઇ જાય છે, એટલામાં બુઢ્ઢા સામતના આવી લાગવાથી તેની નરસૈયા સાથે તકરાર થાય છે કોલાહલ સાભળી પુરોહિત અને પરણેલાં મદિરા પુરદર બહાર આવે છે. બાપ દીકરી વચ્ચે સવાલ જવાબ અને છેવટે બાળલગ્નથી જેમ હાનિ થાય છે, તેમ જ વયમાં આવી જવા છતા દીકરીને લાંબા વખત સુધી કુંવારી રાખવાનું પણ તેવું જ માઠું પરિણામ આવે છે, એ તત્વના પ્રતિપાદન સાથે સમાધાનપૂર્વક સામતની હઠની સમાપ્તિ-પ્રહસન વિભાગની પૂર્ણાહુતિ,

**પ્રવેશ ૫ મો**—ભવ્ય રાજસભા—બાળરાજા ઉદયસિંહનો રાજ્યાભિષેક અને આનદ સહિત નાટકની સમાપ્તિ

# નાટકનાં પાત્રો.



## પુરૂષ પાત્ર.

**રત્નસિંહ**—ગર્ગપુરીનો સ્વતંત્ર, પણ વિલાસી અને અત્યાચારી રાજા.

**વનવીર**—રત્નસિંહનો સેનાપતિ (પ્રથમ ન્યાયમૂર્તિ અને પછીથી પાપમૂર્તિ)

**જયપાળ**—એક ઉચ્ચ પદવીનો સૈનિક અને કારાગૃહનો વરિષ્ઠ અધિકારી.

**ભદ્રકુમાર**—એક તરૂણ રજપૂત સરદાર, (હર્ષદેવીનો પતિ.)

**ઉદયસિંહ**—યુવરાજ-રત્નસિંહના સિંહાસનનો ઉત્તરાધિકારી.

**અજયસિંહ**—જયપાળનો પુત્ર ઉદયસિંહનો મિત્ર.

**ભિલ્લરાજા**—ગર્ગપુરી રાજ્યના પર્વત પ્રદેશનો સ્વતંત્ર સત્તાધીશ સ્વામી.

**વિરંચી**—સહાયક સેનાપતિ, વનવીરનો પાપી મદદગાર.

**ચંદ્રકેતુ**—વનવીરનો દુષ્ટ ભાવનાવાળો પુત્ર, હર્ષદેવીનો આશક

**રામસિંહ**—વૃદ્ધ રાજપૂત, હર્ષદેવીનો પિતા

**સામંત**—અડધો જૂના વિચારનો અને અડધો નવા વિચારનો એક અર્ધદગ્ધ, દુનિયાને મવાલી માનનારો છતાં પોતેજ મવાલી બુઢ્ઢો રાજપૂત પૈસાદાર ગૃહસ્થ (મદિરાનો પિતા.)

**પુરંદર**—એક તરુણ રાજપૂત-મદિરાનો આશક, ને પછીથી પતિ. એ
ઉપરાંત અનુચર, સૈનિક, નોકર, પ્રધાન, નાગરિક સભાસદ,
જલ્લાદ, ભિલ્લો, લગ્નમાં આવનાર પરોણા, ઇત્યાદિ.

## સ્ત્રી પાત્ર.

**માયા**—જગદ્ભ્રામક અનાદિ શક્તિ

**મલ્લિકાદેવી**--સેનાપતિ વનવીરની ધર્મમૂર્તિ ધર્મપત્ની

**પન્ના**--બાળરાજાને બચાવવા માટે પુત્રનું પોતાને હાથે બલિદાન
આપનારી અલૌકિક રાજભક્ત દાસી, જયપાળની સ્ત્રી અને
અજયની માતા

**હર્ષદેવી**--રામસિંહની પુત્રી. વનવીર અને મલ્લિકાની આશ્રિત પછીથી
ભદ્રકુમારની અર્ધાંગના

**વિલાસિની**--રાજા રત્નસિંહની એક છબીલી રખાત વેશ્યા.

**મદિરા**--બુઢ્ઢા સામંતની સુશિક્ષિત પુત્રી પુરંદરની માશુક અને
પછીથી ધણિયાણી.

**લવંગી**--સામંતના ઘરની મોઢે ચઢાવેલી દાસી.

બાળાઓ, સખીઓ, વારાંગનાઓ, લગ્નમા આવનારી
સુધરેલી સ્ત્રીઓ વગેરે

**સ્થળ**--ગર્ગપુરી અને ગર્ગપુરી રાજ્યમાંનો પર્વત પ્રદેશ

---

# માયા મોહિની.

## નાટકનાં ગાયનો.



(મંગળાચરણ)

બાળાઓ— (૧)

તારા આધારે સૃષ્ટિ છે ભગવાન,
ધરીને ધ્યાન કરૂ એક તારૂ ગાન,
અવની આ કાર્ય તુ છે નિદાન.
તારી ભારી શકિતછે, અમારી માત્ર ભકિત છે,
દેજે વિજયદાન તારા–આધારે
તારી લીલા, બહૂ કોઇ નહી પામે પાર.
તારી ઉગારી લે સ્વામી માયાની તીખી ધાર
શરણુ ગ્રહણુ તારા ચરણુનુ મુકતીમાન ..... ..તારા૦
તવ ચરણુ રજ શીરપર ધરી, જન અમર આભવમા થર્યા,
આનંદમા અતિશય રહ્યા, સહુ શોક આ ભવમાં ગર્યા,
જો હોય કઇ અપરાધ તો તેની ક્ષમા તું આપજે,
અમ મસ્તકે તારા સદાના, વરદ કરને સ્થાપજે।
તુ પિતુ માતા, તુ સુખ દાતા, સહુજનનો થા,
અતિ સુખકર, અઘહર ત્રાતા,
આપી દે સારૂં તારૂ જ્ઞાન–તારા આધારે.

ખવાસણો ( ૨ )

બંકા બહાદુર વિલાસી ભૂપ કામ રાગ ધારી
મદન જંગના વિહારી, ( ૨ )
વદન ચંદ્રને નિહાળીને લોભાય લલિત નારી—બંકા૦
ભૂમિપતિ રતિરસ ભરેલા જ્યારે જુઓ ત્યારે છેલ નવેલા
યૌવનમાળી પ્રેમપિયાલી, પાઓ નિરાળી, જે મદવાળી
સુંદર આવી નિશા—બંકા૦

સાખી

સુંદર આ યુવતિ અને, સુંદર આ ઉદ્યાન,
સુંદર ભોગી ભૂપ આ, સુંદર મદિરાપાન.

( ૩ )

રત્નસિંહ—પ્રાણુ પ્રાણેશ્વરી, મૃદુ હૃદય કૃશતની,
મનહાર પ્રિયાદાર, જગત બંધન બની. પ્રાણ૦
દે નિત્ય રતિદાન, સુખ હુરો સમાન,
આનંદ અતિ માન,
માયાની ભરી કાયા, ચુસે નર ભ્રમર,
કુસુમ રસ આ પ્રાણુ પ્રાણેશ્વરી.

( ૪ )

ખવાસણો—લઇ મદ્ય મનોહાર જામ આમ ભરો રે,
રમો તનમન કુરબાન કરી લાલથી રે હા,
જુઓ કેવી ચંદા ખીલી છે આ સમે રે
ઝૂંપે દિલબર દિલદાર પ્રેમ ઝંખણે.

રત્નસિંહ—તું રમણી રસથી ભરી છે સુંદર ઉદ્યાન,
માળી હું રસ લૂંટતો કરી પ્રેમ તોફાન.

ખવાસણો—રંગ જામ્યો ( ૨ ) રહે સદાય આવો આ.
સદાય લેતા રહો વિલાસ લ્હાવો આ

( ૫ )

મલ્લિકા--રાખુ તને સ્નેહે પુત્રી મારી રે,
હૈયામા ધારી રાખું તને સ્નેહે પુત્રી મારી.
મને માની લે માતા તારી રે હૈયામાં૦
શોકને પિતાના વ્હાલી, ટાળી દે બાળા,
ભૂલી જા ઘા દિલનો એ કારી રે હૈયામાં૦
પરણાવુ હેતે શોધી છેલ છબીલો સ્વામી
દેશે ભવસાગરથી તે તારી રે હૈયામાં૦
જેણે ઉદ્ધારી સીતા, તારા, મીરાને,
તે ઇશ્વર તારો થાશે સહાયકારી રે હૈયામાં૦

( ૬ )

ચન્દ્રકેતુ--કળબળ છળ કરી વિરલ પ્રમારૂ જાળ,
તનમનધનથી ખટપટ સઘળી કરીશ જમાવી તાલ
સુંદર રમણી હાય હાથથી, મારા છટકી જાય,
ગર્ સર્વનો સહજ વિદારૂં, રમા રત્નને કંઠે ધારૂં,
ઉદાર એ, મનહર એ, ગજગમની, વિધુવદની,
વ્હાલી શરણુ થાય, કામનું જવલન આ સમાય;

રતિ સુધાતણી તરસ છે ઘણી વિમળ રમ મણી,
હૃદયધાર, દુ ખ વિદાર, સુખ વધાર તરત તારૂણી. કળ૦

( ૭ )

મદિરા—એ જોબન વનના માળી,
પુરંદર—દે ચુબન રસ રઢીયાળી,
મદિરા—હુ મોહી મુખડુ ભાળી,
પુરંદર—દે આલિગન પણ કામિની,
સામંત—તુ છુપાત્ર સુરત કાળી,
એ ગધાતી વરીયાળી
મદિરા—આ કયાંથી આવ્યો ચાલી
પુરદર—બુઢો શયતાન મવાલી,
સામત—જાગો જાગો, દોડો દોડો, મારો મારો આવી આને
ટાલકી રગાય એની ખાલકી ખેચાઇ જાય.
પુરંદર—અરરરરરરરર મુવો,
સામત—જઇ પુર મવાલી કુવો,
પુરંદર ને મદિરા—બસ માફ કરોને બાપુ,
શામત—ગરદન બનેની કાપુ,
મદિરા—આજ્ઞા હવે નહિ ઉથાપુ,
પુરંદર—કૈં નવી થાપ હુ આપુ, બસ માફ કરોને૦

( ૮ )

રત્નસિહ—વખત પલટાય છે જ્યારે બધુ પટલાઇ જાયે છે,
બને છે દાસ ભૂપતિને, નૃપાલો દાસ થાયે છે. વખ૦

હતો બોખાર અશ્વોનો, ખરો ત્યાં ભૂંકતા જોયા,
હતા જ્યા દાન કરનારા, લૂટારા ત્યાં જણાયે છે. વખત૦
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુબી કિસ્મતની,
હતો જે ભક્ષ સિંહોનો, સૃગાલો આજ ખાયે છે. વખત૦
બધી જાહોજલાલી આ, દિવસ બેચારની ગાફિલ,
બની મગરૂર માનવ તુ વૃથા શાને ફુલાયે છે. વખત૦

(૯)

**હર્ષદેવી**— આગ હૃદયની કોણ સમાવે, કોણુ રમાવેરે રામા
મને કોણુ રમાવે રે રામા
થઇ તાત વગરની, આ પર ઘરની,
ન અન્ન જળ ભાવે રે રામા આગ૦
મનમા વસતી હાય પ્રેમની વિકળતા,
થતી નિશદિન રતિ મદનની ચળતા
કોઇને કહેવાય ના, આ વેદના ખમાય ના. આગ૦

**સખીઓ**— (૧૦)

વાહ, સખી નખરાળી, કયા તું ચાલી મોઢું ફેરવી આમ.
સ્વામી સંગે, રમશે રંગે, ચંચળ અંગે, જોબનીયુ બેફામ,
**હર્ષદેવી**—કુમારિકાનો વિનોદ આ શો,
**સખીઓ**—રસિકા નહિ રીસાઓ
**હર્ષદેવી**—સતાવશો નહિ પગે પડુ છુ.
**સખીઓ**—રસિયા પાસે જાઓ.

હર્ષદેવી—તું છેડ નવેલી કર ના,
સખીઓ—લાજને ધર ના, અનંગ રસ ઉભરાતો. વાહ૦

(૧૧)

હર્ષદેવી—આવી લગની લાલ લગાવી, લગના ભૂની ના જશો.
મારા છેલ છબિલા, રસ રંગ ભીના,
મુકટ મણી ભરથાર નગીના..................લગની૦
ભદ્રકુમાર—ગુણવંતી ગંભીર નારી, પ્રેમદેવી તારનારી,
શાંતિ તારી સુખ કરનારી
કંતિ તારી દુખ દમનારી
તુ માલિક છે આ તનની .. ... ......આવી૦

(૧૨)

સામત—રહ્યો વર્ષોનાં વર્ષો મવાલી,
લાવું બૈરી હવે બસ રૂપાળી
હોય વિધવા કે ભરથારવળી,
આવી વાઢા મેણું નાખે ટાળી.
લવગી—શેઠ, છે આ જમાનો મવાલી,
કોઇ આવી જશે ઝંડૂવાળી
હોય આબરૂથી અંરપાર ખાલી,
હોય વિધવા પણ બે બચ્ચાવાળી
સામતં—નહી, નહી, બૈરી લાવીશ બચ્ચા વગરની
લવગી—હાખ છી
સામત—કેવી ઓચિતી છીંકી તુ

લવંગી—હાખૂ છીઃ, હાખૂ છીઃ, હાખૂ છીઃ, હાખૂ છીઃ, હાખૂ છીઃ,
સામત—રાંડ નકટી કરૂ નાક વાઢી,
વાત વિઘ્નોની કેવી આ કાઢી,
તારી સુરત બનાવું હું કાળી,
લવંગી—બૈરી આપી જશે હાથ તાળી ................રહ્યો૦

(૧૩)

મદિરા—મારા જોબનનો રસ લૂંટો રસિકડા વારીવારી રામા જાય
રસિકડા વારીવારી રામા જાય .. ..... ......મારા૦
મીઠી તારી વાણી સુધા સમાન જાણી
આંખ કામણગારીથી મનડું મોહાય—રસિકડા૦
છેલ મદવાળા છબીલા છોગાળા
પ્રેમવારી સીંચ જોબન ફુલડું સુકાય—રસિકડા૦

(૧૪)

મદિરા—જોબનીયાની ભૂરકીથી મન ભૂલાવે.
ઝુલાવી ફુલાવી રમાવી હસાવી
તન મન હર્ષે ફુલાવે માની મનાવે લોભાવે જો.
પુરંદર—ખૂબી છે તારી ન્યારી, કાયા કુરબાન મારી,
મદિરા—ચાળી આ પ્રેમની તે જાલિમ કેવી કાતિલ મારી
પુરંદર—વેળા છે સારી શાણી,
મદિરા—લૈયે બસ મોજ માણી,
બન્ને જોડાઇ સાથે
પુરંદર—ફેરવીશું પ્રેમ ધાણી.

મહિશ—લટાવી, પટાવી, બોલાવી, ફસાવી
તનમન હર્ષે ફુલાવે માની મનાવે લોભાવે—જેમની૦

(૧૫)

માયા—માયા હુ જગ પલેકેથી નમાવુ એ મારી કળા
પલકેથી નચાવુ એ મારી કળા.
નખરેથી લોભાવુ એ મારી કળા. માયા૦
માયાના સગમાં પડે તે ચડે, ના અડે, ના નડે
કોઇએ બલા—કોઇએ બલા,
કોણુ મુકિત લાચારીની માગી બિચારી બલા માયા૦
વળગી રહે જે ધર્મને, જાય બધુ તે ખોઇ.
માયા સહુ સુખ આપતી, લ્યો માયાને જોઇ. માયા૦

(૧૬)

માયા—માયા મહિ મોહી ચાલની દુનિયા આ . . ..સારી૦
મૂર્ત્તિ મોહક મારી, સૈનો મોહાવનારી,
મોહી ચાલતી સહુ દુનિયા,
જ્યાં આખ કટારી મારી, ને કામજાળ વિસ્તારી
જાયે નરનારી હારી—માયા મહિ.
મમ દાસ કરતા ન પરવા, કઇએ કરમની
ધર્મ ચરમની,
એવી લીલા વિસ્તારી.
કીધી મે દુનિયા મારી, જ્યા આખ કટારી મારી.

( ૧૭ )

પમ-મગગ સાની ધધધ સા સા પધપ  ગપ ગ રે ગરે સા.
પમ-ગગગ સાની ધધધ નીસાગરે સાની ધની સાસાસા
ગમપ ગપ ગપ ધધ સાનીધ મગ મધ નીધ
સા રે ગ રે સાનીધપ મગરે સાની ધપ ધસાસાસા.

( ૧૮ )

મહિરા—કમર લચકાઇ મારી તેં કટાર
જળ માંહિ ઝીલતા એ કમળ ખીલતા એ
કરી છે બીમાર. કમર લચકાઇ૦
પુરંદર—જાન હવે દોડીને ભેટ, ગળે કરને લપેટ
મહિરા—ઠેઠ ગાંડા થઇ ન જાઓ યાર  કમર૦
ઉઇ રે મારૂં કાંડુ મરડાઇ ગયું.
મનડું ઘવાઇ ગયું
પુરંદર—ચાલો કરૂં વ્હાલી, સારવાર.  કમર૦

( ૧૯ )

સામંત--લચક છબી નારી તારી, જોઇને મન લલચાય,
જોઇને મન લલચાય, જોઇને રસ છલકાય
પુરંદર—તારી નવોઢા નાથ રીઝાવે, મારૂંય મન થઇ જાય,
છૈયો રમાડે હેને પાડોસણ, માડી થવાનો જીવ થાય
સામંત--અરે વાહ મને દીકરાની આશા બંધાય.
બેસી અટારીએ મારે કટારીએ, આંખોની પાંખો ન તેથી મીચાય.
ન ખમાય, ન ખમાય, વેળા વીતી ઠાલી જાય
પુરંદર--અરે હાય હાય ( સ્વગત ) રોવાનો બુટ્ટો કરી હાય-લચક૦

(૨૦)

પુરંદર—ઝૂઓજી નાથ રસિયા, રતિ જંગ માંહી,
ના દિલ ખટકો, ધર્રને અટકો, મૂછ શરમાએ. ઝૂઓ૦
સામંત—નથી લાવવી સ્હેલી નરી, નહીં જઉં હુ હવે હારી,
હુ પ્યારો ને તું પ્યારી,
પુરંદર—અનુભવિ સ્વામી, પ્રેમ દ્વાર ખોલતો,
સામંત—દબાઇ મુઝાઇ રહેવું વિરહનુ દુ:ખ શુ,
ભારી ભયકારી.
પુરદર—મરી કદી જાઉં, દૂર નહી થાઉ વારી વારી જાઉં,
થા મીસીસ ઝટપટ, છોડી ખૂણો ખટપટ,
કરશું હસીના આમ ઝૂઓજી૦

(૨૧)

ઉદય— રાજ્ય ચલાવી ધર્મ દઢાવી મોદે મલકાશુ,
આશિર્વાદો પ્રજા આપશે હર્ષે છલકાશુ,
અજય—જંગલ માહી, શિકાર કરવા શસ્ત્ર ધરી જાશુ,
ઉદય— જો ખટપટીયા ચાકરડા તો થઇ જઇએ બહુ કરડા,
અજય—સૌ ખુલ્લા પાપીઓના પોકળ થાશે. ધર્મી હરખાશે,
ઉદય— જુલ્મી અત્યાચારી થાશે ડામાડોળ,
અજય—પૂરા જોરે, મોટા દોરે,
ઉદય— બળથી ધર્મ વિજયના વગડાવીશુ ઢોલ, રાજ્ય૦

( ૨૨ )

હર્ષદેવી –ચાહે આ દાસી નાથ, ચરણની પૂજા
છે। મારા ઇશ્વર તમે, ન ઇશ્વર દૂજા, ચાહે૦
અમે તજી હવેલી વનમાં વાસ કરીશુ,
ખાઇ વનફળ તેથી સંતોષ ધરીશુ,
પતિચરણામૃત તે છે અમૃતના કૂજા ચાહે૦
પતિની છાયા તે સારાં ચીર અમારાં,
પતિની માયા તે આભુષણ બહુ પ્યારાં,
છે રક્ષક અતિ બળવાન્ પતિની ભૂજા. ચાહે૦

( ૨૩ )

સામંત––બુઢ્ઢો સકળ સુખ આપે રસીલી છબીલી પ્રિયાને

પુરદર––ધન્ય ઘડી દાસી થઇ આપની હુ તો
(ધન્ય ઘડી કાકો થયો આપનો હુ તો) બુઢ્ઢો૦

સામત––દૂ લવ્, તુ મુજને મળી છે

પુરંદર––કેવી આ બન્દી રમાવે, રસીલા છબીલા પ્રીયાને
(કેવો આ બન્દો ભમાવે છે છકેલા બનેલા ગધાને) બુઢ્ઢો૦

સામંત––મૃગનયની, મેરેજ થાતા
બ્રાન્ડી વ્હીરકીની લાણી આપે આ બુઢ્ઢો ધણીજી બધાને.

( ૨૪ )

ભિલ્લો—આ ગિરિ વાસ સારો, વૃક્ષોને પાણી રાણી છે રાણી

જાણી વનદેવી આ મહાન

છે સૌ કંગાલ શહેરોનું જાળ

ધર જર ને આડંબર જૂઠો છે તાલું......

આ ગિરિ૦

છે આ કાન્તારમાં ન વિકાર

તન મનને ગૈધનના સુખનો ભંડાર . ......

આ ગિરિ૦

( ૨૫ )

હૃદય— બ પંખીઓ અમે એક વનમાં ચરતાં'તા

કરતાં સુખદુઃખની બે બે વાત સાથ ફરતા'તાં.

હસતા'તાં મળી સાથ પૃથક્ થાતા રડતાં'તાં.

હળી મળી પ્રેમ સહિત અમે સુખ ડુંગરીએ ચડતાં'તાં

લંપટ એક પારધી આવીયો વનમાં,

કપટ કળા બહુ ભરી, તી' તે દુર્જનમાં,

છઇ ગઇ દુઃખની વાદળીઁ સ્વચ્છ ગગનમાં,
મનની અભિલાષા સહુ રહી ગઇ મનમા,
કપાઇ ગઇ તે ડાળ પ્રેમની જ્યા સાથે ઠરતા'તા બે પંખી૦
(સ્વ અમૃત કે નાયક)

(૨૬)

મલ્લિકા— હાય વિઘાતક હાય વિનાશક
થઇ છે બુદ્ધિ આ વંશ વિદારક. આ
અમૃતને ત્યાગી લીધુ આ વિષ વધાવી. હાય૦
માટીને સોનું ધારી, વિહંગ વિદારીરે—અરે ઘેલા
જીવનનો રસ ખોયો વિકાસક.
ઢાલી મલામત માથે ઉડાવી. હાય૦

(૨૭)

સામંત— થઇ દીકરી પોલ, ચલે કરીએ ખેળ,
વાદરી અમારી, લઇ ગયો મદારી-દીકરી.

લવંગી— બાયડીએ ચાવી ગઇ, આપી હાથ તાળી ગઇ,
મુખડાની લાલી ગઇ, રાગણી બેતાલી થઇ,

સામત— કીધુ સબ્જ પરીનુ કામ, શોધ્યો પોતાનો ગુલફામ,
હાય હાય કયા તેને શોધુ
દીકરી કહી કોને સંબોધુ. કીધુ૦

(૨૮)

મદિરા—વ્હાલમ તે તો નખરે મારી

પુરંદર—મોહી રહ્યો તુજમા નારી,

બન્ને—પતિને પત્ની થઇશુ પરણી,

પુરદર—પ્રેમ યુદ્ધથી ધ્રુજાવું ધરણી,

મદિરા—મોટરની કરવી સ્વારી— મોહી રહ્યો૦
લઇ વારસો બાપાજીનો,

પુરદર—ઉતારીએ મદ તે પાજીનો
ફરિયે કરમાં કર ધારી— મોહી રહ્યો૦

(૨૯)

સામંત—પુત્રીને નહિ પરણાવી આ કર્યા ફજેતા ઠાલા.

મદિરા—આવ્યા ઠેકાણે બાપા, કીધા આ ગોટાળા.

પુરંદર—હારિને આવ્યા તારે બુઢ્ઢા જી બેતાલા.

સામત—ચાલોના થયા વટાણુ,
ભાઈ મારો હાને ટાણુ

પુરદર—આ વિધવાના ફન્દામા ફસાણુ

**સામંત**— વાહરે એલચી દાણા
આ લગ્ને કરી, ગયા દા'ડા ફરી.
કરશોના દ્દષ્ટિએ સુધરેલા અગડં બગડ ચાળા–પુત્રી૦

(૩૦)

**સર્વે**— મગન મગન સો, આજ મનથી,
સકળ કરે છે ગાન, મધુર વચનથી,
ગઇ આપદ, રહે સદા આ આનદ ટળે ન કદા. મગન૦
વસંતકાળ, શુભ આ બાળ, આવ્યો ગાદીનો
પૂરી આબાદીનો,
કેવો ન્યારો સારો છે વિકાસ ખુશહાલીનો. વસંત૦
પ્રભુ કૃપા પામી શોક દુખ વામી,
વિજયે ન ખામી, રહ્યુ સુખ જામી,
મોહ, માન, નીતિ ધ્યન,
નારાયણ, સકળ મળ્યા મગ૦

# સમાપ્ત.

## ફેન્સી કાપડના વ્હેપારી

# શાહ જમનાદાસ તારાચંદ.

અમારે ત્યા રીબકાટ, કાશ્મીર, વેનીસીઅન, સીગાઇ-ચ્થાજ, ચાઇના સીલ્ક, સાટીન, ડખ, ટવીલ તથા ખમીસો માટે જાત જાતની તરેહવાર છીટો, સારાં ઝીણુા વિલાયતી તથા બગાળી પાટલાના ધોતીજોટા તેમજ બાનુઓ માટે સાડીઓ, મર્સરાઈઝ મલમલના પોત તથા પોલકાં માટે ફેન્સી કાપડ વેચાય છે.

છુટક તથા જથ્થાબંધના વેપારી, ઠે પુવારા સામે,

અમદાવાદ.

---

## ઠક્કર દુલ્લભજી જુઠાભાઇની કંપની,

ભુલેશ્વર સામે—મુબઈ

લગ્નના, વરરાજાના તથા સાબેલાના બરના તથા ફેન્સી ડ્રેસ વિગેરે નાટક કપનીઓને કામનો સર્વ સામાન, સુગધી સેન્ટો, સાબુઓ, અને એવો તરેહવાર જાતનો ફેન્સી સામાન મળે છે અમારે ત્યાંથી મગાવી ઉત્તમ માલની ખાત્રી કરવા સુચના છે

# જાહેર ખબર.

અમારી કંપનીનાં નીચલા નાટકોનાં ગાયનો ડીઓ જ્યા અમારો મુકામ હશે ત્યાંથી નીચલ રોકડેથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મંગાવ્યાથી

| ચોપડીનું નામ | |
|---|---|
| માયા મોહિની .. ... . ... | ૦ |
| માલતી-માધવ ... ... .. | ૦- |
| મધુરબાળા. ... ... ... | ૦- |
| મુદ્રા પ્રતાપ .. .. | ૦- |
| સાગર-સરિતા . | ૦-૨ |
| પિતૃભકત પ્રભાકર ... .. ... | ૦-૨ |
| અનંગપદ્મા . .. ... ... | ૦-૨- |